મરણુ લગી ટકી હતી. દેશમાંના શાંતિપ્રિય માણુસોના જેવો કાલેબ હતો, અને તેનું શાંત હૃદય, ઈશ્વર જે નિર્વિકાર અને નિશ્ચિત છે, તેના પર આધાર રાખનારૂં હતું. "જે ચાકરને તેનો ધણી આવીને એમ કરતો દેખે, તેને ધન્ય છે" (માત્થી ૨૪ ; ૪૬).

**શખેમ આગળ મળેલી સભા**—યહોશુઆ વૃદ્ધાવસ્થાએ પહોંચ્યો હતો ત્યારે તેનામાં કંઇક પ્રબોધકના જેવો જુસ્સો આવ્યો હતો; અને જેમ મુસાએ લોકોને વિદાયગીરીનું ભાષણુ આપ્યું હતું, તેમ યહોશુઆએ પણુ પોતાનો મરણુસમય નજીક આવતાં લોકોને એકઠા કરી વિદાયગીરીના બે બોલ કહ્યા હતા. એબાલ અને ગરીઝીમ પર્વતોની તળેટી આગળ શખેમમાં તેણે ઇસ્રાએલીઓની એક મોટી સભા ભરી. એ પ્રસંગને માટે એ સ્થળ યોગ્ય જ હતું. કારણુ, કે ઇબ્રાહીમ જ્યારે પહેલવહેલો આ દેશમાં આવ્યો હતો, ત્યારે તેણે આજ જગાએ પ્રથમ વેદી બાંધી હતી; અહીં જ તેને પહેલવહેલું વચન મળ્યું હતું. આજ શખેમના એકવૃક્ષ તળે યાકૂબે તેની સ્ત્રીઓએ આણેલી મૂર્તિઓને દાટી દીધી હતી. આવી બધી જૂની યાદગીરીઓને માટે આ સ્થળ નામીચું થએલું હતું. પરંતુ તેને વિશેષ નામીચું થવાને એક બીજું પણ કારણુ હતું. યુસફનાં હાડકાં આ સ્થળે દાટવામાં આવ્યાં હતાં. આવા સ્થળે બોલાવીને, પ્રભુએ અત્યાર સુધી ઇસ્રાએલીઓ પર જે દયા દર્શાવી હતી અને શિક્ષાને વખતે શિક્ષા કરી હતી, એ બધાંનું યહોશુઆએ તેઓની આગળ ગતાવલોકન કર્યું. તેઓના માર્ગમાં ઘણી વાર ઘોર અંધકારરૂપ સંજોગો આવ્યા હતા ; પરંતુ એ કરતાં પણુ તેમના ભવિષ્યમાં વધારે ઘોર અંધકારરૂપ સંજોગો આવવાનો સંભવ હતો, કારણુ કે તેઓનાં હૃદયો ચંચળ હતાં, અને તે સાથે નવી ભૂમિનાં પરીક્ષણો ભારે હતાં. તોપણુ એ બધા પર પ્રભુના વિશ્વાસુપણાનો સુસ્થિર પ્રકાશ પડતો હતો. "યહોવાહે ઇસ્રાએલનાં સંતાનોને જે જે સારાં વચનો આપ્યાં હતાં તેમાંથી એકે નિષ્ફળ ગયું નહિ; સર્વ ફળીભૂત થયાં" (યહો. ૨૧ ; ૪૫)

યહોશુઆ જે એક વીરપુરુષ હતો તેના નિષ્કપટ અને વિશ્વાસુ હૃદયમાંથી જે છેલ્લાં વચન નીકળે છે તે આ હતાં, કે "પ્રામાણિકપણાથી અને સત્યથી યહોવાહની સેવા કરો" (યહો. ૨૪ ; ૧૪). પરંતુ લોકોએ

તેના ઉત્તરમાં જે વચનો આપ્યાં તે બહુ સહેલાં સહેલાં હતાં. વગર વિચારની પ્રતિજ્ઞાઓ અને નિશ્ચયતાઓથી તેમણે વચન આપ્યાં હતાં, પરંતુ યહોશુઆને તેમને ફરીથી યાદ દેવડાવવું પડયું, કે તમે જે પસંદગી—યહોવાહની સેવા કરવાની—કરો છો, તેમાં કેટલી જવાબદારી રહેલી છે તેનો બરાબર વિચાર કરો. આપણો પ્રભુ ખ્રિસ્ત પણ તેની પાછળ આવનારાઓને વારંવાર એવું કહેતો, કે મારી પાછળ આવવું તે તરવારની ધાર પર ચાલવા બરોબર છે (લુક ૯; ૫૭–૬૨). યહોશુઆએ તેમને કહ્યું, કે "તમારાથી યહોવાહની સેવા નહિ કરાય" (૨૪; ૧૯). કારણ કે યહોવાહની સેવા કરવી હોય તો તે પૂરા મનથી, પૂરી બુદ્ધિથી અને પૂરા બળથી કરવી જોઇએ. યહોવાહની સેવાનું બારણું સાંકડું છે (માત્થી ૭; ૧૩), અને તેમાં પેસવા આવનાર જ્યાં સુધી પૂરેપૂરૂં આત્મ-સમર્પણ કરતો નથી અને પૂરા ભક્તિભાવથી આવતો નથી, ત્યાં સુધી તેમાં પેસવું એ બની શકે તેમ નથી. આટલું આટલું યહોશુઆ કહે છે, તોપણ લોકો ફરીથી કહે છે, કે "એમ નહિ બને; પણ અમે તો યહોવાહની જ સેવા કરીશું" (૨૪; ૨૧). આ પરથી યહોશુઆને ખાતરી થઇ કે તેઓ ખરા ભાવથી જ બોલે છે; પછી તેણે તેઓની વાત માની. ત્યાર પછી ફરીથી નવે નામે કરાર કરવામાં આવ્યો (યહો. ૨૪; ૨૫), અને એક મોટો પથ્થર ત્યાં આગળ સાક્ષીરૂપે ઊભો કરવામાં આવ્યો. એ પથ્થર એવી સાક્ષીરૂપ હતો, કે અહીં આગળ આખી પ્રજાએ પોતાના ખરા પ્રજાકીય જીવનની શરૂઆતે યહોવાહની સેવા કરવાને પોતાનું સમર્પણ કર્યું હતું. આવી રીતે યહોશુઆનું જાહેર જીવન પૂર્ણતાએ પહોંચ્યું. યહોવાહ અને લોકો એ બેની અરસપરસ સુપરત કરવામાં આવી. ત્યાર પછી જે લોકોએ યહોવાહની સેવા કરવાનું માથે લીધું હતું તેઓની ટીપમાં યહોશુઆ પણ પોતાનું નામ નોંધાવતાં કહે છે, કે "હું ને મારા ઘરનાં તો યહોવાહની જ સેવા કરીશું" (૨૪; ૧૫).

**મહાન વીર યહોશુઆનો અંતકાળ**—તે વખતે જો કોઈ માણસ ૧૧૦ વર્ષ જીવે તો તે આદર્શ અને સંપૂર્ણ જીવન ગણાતું હતું. યહોશુઆ પણ એટલી વયે પહોંચીને મૃત્યુ પામ્યો, અને તેના વતનમાં એટલે તિમ્નાસેરાહમાં તેને દાટવામાં આવ્યો (૨૪; ૩૦). તેનું ચારિત્ર્ય

તેના કામમાં જ રહેલું છે. ઈસ્રાએલપુત્રોને એક પ્રજારૂપ બનાવવામાં મુસા અને દાઊદની સાથે યહોશુઆને પણ માન ઘટે છે. તેઓએ જે પ્રજા ઘડી તે તો આત્મિક બાબતોમાં આખી દુનિયાને શિક્ષકરૂપ નીવડી છે. જૂના કરારમાં યહોશુઆને નિર્ભય અને દોષરહિત યોદ્ધો ગણવામાં આવેલો છે.

યહોશુઆ વિષે જે છેલ્લી વાત કહેવાની છે તે એ, કે તેની અસર ચિરસ્થાયી હતી. કોઇ કોઇ વખત એવું બને છે, કે કોઇ સારો માણસ મરી જાય છે ત્યારે તેની અસર પણ તેની સાથે નાશ પામે છે. એકાએક કોઇ મોટી જ્યોતિ બુઝાઇ જાય છે, અને ત્યાર પછી કંઈજ પ્રકાશ રહેતો નથી. પરંતુ જે ખરેખરો મહાન અને સારો માણસ છે, તેની અસરનો પ્રકાશ તો ઝબકતો જ રહે છે. જે માણસોમાં એવી વ્યક્તિના જેવો બુદ્ધિપ્રભાવ અને વિશ્વાસ નથી હોતો, તેઓ પણ એ બુદ્ધિપ્રભાવ અને વિશ્વાસના પ્રકાશને આશરે આશરે તેની પાછળ જાય છે, અને એ અસર ઘણા કાળ સુધી ટકે છે. યહોશુઆની ઉચ્ચમાં ઉચ્ચ પ્રશંસા તો આ વાકયમાં રહેલી છે, કે "યહોશુઆની આખી જિંદગી સુધી, ને જે વડીલો યહોશુઆની પાછળ જીવતા રહ્યા, અને યહોવાહે જે સર્વ કામ ઈસ્રાએલને સારૂ કર્યાં હતાં, તે જેઓ જાણતા હતા તેઓના જીવતાં સુધી ઈસ્રાએલે યહોવાહની સેવા કરી" (યહો. ૨૪; ૩૧).

